જરથોશ્તી ધર્મ શિક્ષણ માળા-પુસ્તક પેહેલું.



# જરથોશ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર.


લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી. બી.એ.



પાંચમી આવૃત્તિ

છપાવી પ્રગટ કરનાર

જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી.

જરથોશ્તી ધર્મ શિક્ષણ માળા–પુસ્તક પહેલું.



# જરથોશ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર.

લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.



પાંચમી આવૃત્તિ



છપાવી પ્રગટ કરનાર

જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી.



૧૯૪૦

આ પુસ્તક ધી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅપ્ટન પ્રિન્ટીંગ વર્કસ, નં. ૧૪૧।।, લાલબાગ, પરેલ, મુંબઇમાં મી. સોરાબજી એદલજી દોકતરે છાપ્યું છે, અને જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના ઓ૦ સેક્રેતરી મી૦ ફરદુનજી માણેકજી પાવરી, બી. એ. એ મંડળીને માટે પારસી પંચાયતની ઓફીસ, ના૦ ૨૦૯, હોર્નબી રોડ, કોટ, મુંબઇ, મધેથી પ્રગટ કીધું છે.

# ખુલાસો.

## જરથોશતી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી.



આપણા ટોલામાં ધર્મ સંબંધી કેળવણી આપવા અને જ્ઞાન ફેલાવવા માટે એક મંડળી, ઉપલે નામે તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૦૩ ને દિને સ્થાપવામાં આવી હતી. એ મંડળીએ ધર્મ સંબંધી કેળવણી આપવા માટે ત્રણ ચોપડીઓ લખાવવાને ઠેરાવ્યું છે. તેમાંની આ પહેલી સને ૧૯૦૭ માં, ૧૯૦૯ માં અને ૧૯૧૪ માં પ્રગટ કરવામાં આવી હતી. આ તેની પાંચમી આવૃતી છે. એ ચોપડીઓ તૈયાર કરાવવા માટે એ મંડળીએ નેમેલી બુક-કમીટી જેણે આ ચોપડી તપાસી હતી, તે નીચલા સભાસદોની બનેલી હતી :—

શમસુલઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ.

દસ્તુર કેખસરૂ જામાસ્પજી જામાસ્પઆશાના.

શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા.

એરવદ એદલજી કેરસાસ્પજી આંટીયા.

શેઠ પેસતનજી કુંવરજી મોતીવાલા, એમ. એ., એલ એલ. બી.

એરવદ બહમનજી નશરવાનજી ધાભર, એમ. એ.

શેઠ માણેકજી કાવસજી પટેલ.

શેઠ રૂસ્તમજી કાવસજી પારખ.

શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ, એમ. એ.

શેઠ જીજીભાઈ પેસતનજી મીસ્તરી, એમ. એ.

શેઠ રૂસ્તમ પેસતનજી મસાની, એમ. એ.

ડા૦ માણેકજી બમનજી દાવર, એમ. એ., પી.એચ. ડી.

શેઠ સોરાબજી જમશેદજી બલસારા, એમ. એ.,

એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ., ઓ. સેક્રેટરી.

એ કમીટીએ કારોબાર મંડળીની બહાલીથી એ ચોપડીઓ લખવાનું કામ નીચલા ત્રણ ગ્રહસ્થોને સોંપ્યું હતું.

શેઠ પેસતનજી કુવરજી મોતીવાલા

શેઠ સોરાબજી જમશેદજી બલસારા

એરવદ જીવનજી જમશેદજી મોદી.

એઓમાંથી આ ચોપડી એરવદ જીવનજી જમશેદજી મોદીએ તૈયાર કીધી હતી. તેનું લખાણ પેહેલવહેલે બુક-કમીટીના સઘળા સભાસદોમાં ફેરવવામાં

આવ્યું હતું. ત્યાર પછી તે બુક કમીટીની ત્રણ સભાઓમાં તપાસવામાં આવ્યું હતું. ત્યાર પછી તે કેટલાક ફેરફારો સાથે છપાવવામાં આવ્યું હતું. તેના છાપેલા પ્રુફો સર્વ સભાસદોને પહોંચાડવામાં આવ્યા હતા. તેઓએ તે તપાસવા પછી બુક કમીટીની બીજી ૪ સભાઓ મલી હતી. તે સભાઓમાં તે ઉપર ફરીથી વિચાર કરવામાં આવ્યો હતો.

એ ચોપડીના છાપેલા પ્રુફોની અકેક નકલ આપણી અત્રેની જાહેર પારસી સ્કુલોના વડા ઉસ્તાદો ઉપર મોકલી આપવામાં આવી હતી અને તે સાહેબોએ કરેલી સુચના ઉપર ધ્યાન આપવામાં આવ્યું હતું. એ સાહેબોએ સામાન્ય રીતે એ ચોપડી માટે પોતાની પસંદગી જણાવી છે. તેઓની પસંદગીના શબ્દો સેવટે આપ્યા છે.

આ ચોપડી તપાસનાર બુક-કમીટી આપણા ભણેલા દસ્તુરો, એરવદો અને બેહદીનોની બનેલી છે. તે સાહેબોની બારીક બીન તપાસમાંથી તે પસાર થઇ છે. વલી તે પારસી સ્કુલોના વડાઓની પસંદગી પામી છે. માટે મંડળી આશા રાખે છે કે તે સર્વની પ્રસન્તા પામશે અને સર્વ જરથોસ્તી માબાપો આ પુસ્તક પોતાનાં કુટુંબમાં દાખલ કરી પોતાનાં બચ્ચાંઓને તેથી ધર્મ કેળવણી આપશે જરથોશ્તી સ્કુલોના વડા શિક્ષક

સાહેબોને પણ કમીટી અરજ કરે છે કે તેઓએ એ ચોપડી પોતાની સ્કુલોમાં ધર્મ શિક્ષણ માટે દાખલ કરવી.

રોજ ૨૦ મો માહ ૭ મો શાહાન-
શાહી તા૦ ૨૮ મી માર્ચ ૧૯૨૩.

કારોબાર મંડળીના હોકમથી
જીવનજી જમશેદજી મોદી
ઓ. સેક્રેટરી.

નોંધઃ—

આ પુસ્તકની ચોઠી આવૃતીની ૫૦૦૦ નકલો જે ઇ. સ. ૧૯૨૨ ના સાલમાં છપાવામાં આવી હતી તે ખલાસ થવાથી બીજી વધુ ૫૦૦૦ નકલો છપાવવાનો ઠરાવ ઉપલી મંડળીની કારોબાર કમીટીએ સને ૧૯૩૫ ના સાલમાં કર્યો છે. તે મુજબ પાંચમી આવૃત્તિની ૫૦૦૦ નકલો છાપાવી પ્રગટ કરી છે.

કારોબાર મંડળીના હુકમથી,
ફરદુનજી માણેકજી પાવરી,
ઓ૦ સેક્રેટરી.

મુંબઇ,
તા. ૧૭ મી અકટોબર.
૧૯૩૫.

# કેટલીક પારસી સ્કુલોના વડાઓનાં આ ચોપડી બાબે મતો.



શેઠ ડોસાભાઇ નશરવાનજી વાડીયા, એમ. એ., તે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સ્ટીટયુશનના પ્રીન્સીપલ, તા. ૭ મી નવેમ્બર ૧૯૦૬ નાં પત્રમાં જણાવે છે કેઃ-

"I think this Catechism will do very well"

શેઠ ફરામજી બમનજી માસ્તર, બી. એ., તે ફોર્ટ એન્ડ પ્રોપ્રાયટરી હાઇ સ્કુલના હેડ માસ્તર, તા૦ ૭ મી નવેમ્બર ૧૯૦૬ નાં પત્રમાં જણાવે છે કેઃ—

"I approve of all the questions and answers"

શેઠ એદલજી દોરાબજી તલાટી, બી, એ., તે એલ્ફીન્સ્ટન હાઇ સ્કુલના માજી પ્રીન્સીપલ, તા૦ ૧૬ મી નવેમ્બર ૧૯૦૬ નાં પત્રમાં લખે છે કેઃ—

"The compiler has produced a Catechism which may be acceptable to Parsis of all shades of opinion, for which, in my opinion, he deserves to be complimented."

એરવદ પાલનજી દોરાબજી પાવરી, બી. એ., તે ધી બેરામજી જીજીભાઇ ચેરીટેબલ ઇન્સ્ટીટયુશનના ધર્મ શિક્ષક, તા૰ ૧૨ મી ડીસેમ્બર ૧૯૦૬ નાં પત્રમાં લખે છે કેઃ—

"I have much pleasure to say that I found the subject-matter very interesting and quite suitable to Parsi children. It is a happy idea to take up the text of the well-known Confession of the Faith 'Mazdayasno-Ahmi,' word by word, to explain the essential principles of Zoroastrianism Looking to the difficulty of framing good Catechism, the author has succeeded very well in his effort."

# જરથોસ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર.



## (૧) માણુસ માટે જરૂરની ચીજ દીન.

**સવાલ**—આપણુ માણુસ જાતનાં ભલાંને માટે સર્વથી જરૂરની ચીજ શું છે?

**જવાબ**—દીન.

**સ૦**—દીન એટલે શું?

**જ૦**—દીન એટલે એક કાયદો, જે આપણુને કાંઇ દેખાડે, કાંઇ શિખાડે, કાંઇ જાહેર કરે.

**સ૦**—દીન શું દેખાડે?

**જ૦**—દીન આપણુને એક ભલો માર્ગ દેખાડે કે જે માર્ગે આપણે (ક) આપણા ખુદા તરફની (ખ) આપણી આજુબાજુનાંઓ તરફની (ગ) આપણા પોતા તરફની ફરજ સમજયે.

**સ૦**—ત્યારે આપણુ માણુસજાતને આપણી ફરજનો માર્ગ દેખાડનાર દીન એકજ હોવી જોઇએ?

**જ૦**—હા. અલબતે એકજ હોવી જોઇએ.

**સ૦**—ત્યારે જૂદી જાદી દીનો હોવાનું કારણુ શું?

જ૦—જૂદા જાદા દેશમાં અને જૂદે જૂદે વખતે જૂદાં જૂદાં માણસોએ તે માર્ગ પોતપોતાના વિચારો પ્રમાણે દેખાડવાની વધુ યા ઓછી કોશેશ કીધાથી દુન્યામાં એકથી વધુ દીનો જણાયલી છે.

સ૦—ત્યારે આપણી દીનનું નામ શું ?

જ૦—માજ્દયસ્ની જ઼રથોશ્તી દીન.

સ૦—એ નામ તમો શા આધારે જણાવો છો ?

જ૦—જ઼રથોશ્તી દીનની નિશાની તરીકે સુદરેહ કુસ્તી પેહેરવા પછી એક જ઼રથોશ્તી દરરોજ કુસ્તી બાંધીને જે ભણુતર પઢે છે તેના આધારે.

સ૦—એ ભણુતર શી મતલબનું છે ?

જ૦—એ ભણુતર આપણી દીનનું એક ટુકું એકરારનામું છે.

સ૦—એકરારનામું એટલે શું ?

જ૦—એક જ઼રથોશ્તી તરીકે આપણે કેવો એકરાર કરવો જોઇએ એટલે શું કબુલવું જોઇએ તેનું ભણુતર.

---

## (૨) જરથોશ્તી દીનનું એકરારનામું.

સ૦—જ઼રથોશ્તી દીનનું એ એકરારનામું તમે ભણી જાઓ.

જ૦—મજ઼દયસ્નો અહ્મી મજ઼્દયસ્નો જ઼રથુશ્ત્રિશ્ ફ્રવરાને આસ્તૂતસ્ચા ફ્રવરેતસ્ચા આસ્તુયે હુમતેમ્

મનો, આસ્તુયે હૂખ્તેમ વચો, આસ્તુયે હ્વર્શ્તેમ ષ્યઓથ્નેમ્ આસ્તુયે દએનામ્ વઙ્ઉહીમ માજ્દ-યસ્નીમ્ ફ્રસ્પાયાઓખેધ્રાંમ્, નિધાસ્નઇથિષેમ્, ખએ-ત્વદથાંમ્ અષઓનીમ્ યા હાઇતિનાંમ્ચા બૂષ્યેઇન્તિનાંમ્ચા મજિશ્તાચા, વહિશ્તાચા, સ્રએશ્તાચા, યા આહુઇરિશ્ જરથુશ્ત્રિશ્ અહુરાઇ મજ્દાઈ વીસ્પાવોહૂ ચિનહ્મી. અએષા અસ્તી દએનયાઓ માજ્દયસ્નોઇશ્ આસ્તૂઇતિશ.

સ૦—એ એકરારનામાંનો અર્થ સમજાવો.

**અર્થ**—હું માજ્દયસ્ન છું; હું જરથોશ્તી મજ્દયસ્ન છું. (જરથોશ્તી માજ્દયસ્ની દીનની) સ્તુતિ કરનાર અને તે ઉપર યકીન લાવનાર થવાને હું કબુલ થાઉં છું. હું (હુમત યાને નેક મનશ્નીને એટલે) સારા વિચારને વખાણું છું, હું (હૂખ્ત યાને નેક ગવશ્નીને એટલે) સારાં વચનને વખાણું છું: હું (હ્વર્શ્ત યાને નેક કુનશ્નીને એટલે) સારાં કામોને વખાણું છું; ભલી માજ્દયસ્ની દીનને હું વખાણું છું; (જે દીન) ઝઘડો મટાડનારી, હથિયાર છોડવનારી, પોતાવતપણું આપનારી અને અશો છે. જે દીનો હૈયાત છે અને જે દીનો હવે પછી ઉભી થશે, તેઓમાં સર્વથી મોટી, સર્વથી ભલી, સર્વથી સરસ (દીન તે છે કે) જે અહુરમજ્દી જરથોશ્તી (દીન) છે. સઘળી નેઆમત અહુરમજ્દ તરફથી (છે એમ) હું માનું છું. આ માજ્દયસ્ની દીનની વખાણુ છે.

## (૩) હું જરથોશતી મઝ્દયસ્ન છું.

સ૦—આપણાં એકરારનામાંને આધારે આપણી દીનનું નામ શા ઉપરથી પડયું ?

જ૦—એ એકરારનામાંના પહેલા શબ્દો 'મઝ્દ યસ્નો અહ્મિ મઝ્દયસ્નો જરથુશ્ત્રિશ' છે, તે ઉપરથી.

સ૦—એ શબ્દોનો અર્થ શું ?

જ૦—"હું મઝ્દયસ્ન છું, હું જરથોશતી મઝ્દ યસ્ન છું."

સ૦—હવે આપણી દીનને 'માઝ્દયસ્ની જરથોશતી' નામ મળ્યું છે, તે નામમાં 'માઝ્દયસ્ની' શબ્દનો અર્થ શું ?

જ૦—'માઝ્દયસ્ની' એટલે "મઝ્દને યાને મહા-જ્ઞાની ખુદાતાલાને માનનારી."

સ૦—ખુદાતાલા માટે આપણી માઝ્દયસ્ની દીન શું કહે છે ?

જ૦—આપણી દીન કહે છે કે આપણી પૃથ્વી, અને તેની ઉપરનાં નદી નાળાંઓ, દર્યાઓ પર્વતો, ઝાડપાંનો, જાનવરો અને માણસો, અને પૃથ્વીથી ઉંચે દિસતા સુર્ય, ચંદ્ર, અને અગણિત સેતારાઓ, એ સર્વ એક ખુદાએ પોતાના અતિ ઘણાં ડહાપણ અને જ્ઞાનનાં જોરે પેદા કર્યા છે, અને તેણે તે સર્વને

નિયમિત રીતે કામ કરતાં કર્યાં છે. માટે આપણુ સર્વની ફરજ છે, કે હમેશાં તે ખુદાતાલાને કુલ જગતના કર્ત્તા તરીકે માનતા રહેવું.

સ૦—હવે આપણી દીનને 'જરથોશ્તી' શા માટે કહે છે?

જ૦-જરથોશ્ત નામના એક મહાન પેગામ્બરે (એટલે દીનના પેગામ લાવનારે) એ દીન પહેલવહેલે આપણા વડવાઓને ઈરાન દેશમાં શિખવી હતી. તે ઉપરથી એ દીનને 'જરથોશ્તી દીન' કહે છે.

સ૦—એ પેગામ્બરનાં માબાપનાં નામ શું હતાં?

જ૦-બાપનું નામ પોઉરૂશસ્પ અને માનું નામ દોગદો.

સ૦-આપણુ એ દીન પાળનારાઓ કોણ કહેવાઇયે છીએ?

જ૦-આપણે "મજ્દને એટલે એક મહાજ્ઞાની ખુદાને માનનારાં" છિએ, તેથી 'મજ્દયસ્નાન' કહેવાઇએ છિએ; અને પેગામ્બર જરથોશ્તે શિખવેલી દીન મુજબ મજ્દને માન્યે છિએ, તેથી 'જરથોશ્તી' કેહેવાઇયે છિએ?

સ૦—એ બેઉ નામો ઉપરથી આપણુ કોણુ કહેવાઇયે છિયે?

જ૦-'જરથોશ્તી મજ્દયસ્નાનો' કહેવાયે છિએ.



## (૪) હું જરથોશ્તી માજદયસ્ની દીનની સ્તુતી કરનાર છું.

સ૦-જરથોશ્તી તરીકેનાં આપણાં એકરારનામામાં પહેલી કબુલાત તમો શું આપો છો ?

જ૦-' ફ્રવશને આસ્તૂતસ્ચા ફ્રવરેતસ્ચા.'

સ૦-એનો અર્થ શું ?

જ૦-અર્થઃ (જરથોશ્તી માજદયસ્ની દીનની) સ્તુતિ કરનાર અને તે ઉપર યકીન લાવનાર થવાને હું કબુલ થાઉં છું."

સ૦-જરથોશ્તી દીન, જેની સ્તુતિ કરવાને અને જે ઉપર યકીન લાવવાને તમો કબુલ થાઓ છો, તે દીન ખાસ કરી શું માનવાને તમોને ફરમાવે છે ?

જ૦-તે ત્રણ બાબતો માનવાને ફરમાવે છે.

સ૦-તે ત્રણ બાબતો જણાવો.

જ૦-૧) મજ્દ યાને મહાજ્ઞાની ખુદાતાલાની હસ્તી, ૨) આપણાં વિચારો, વચનો અને કામો માટે જવાબદારી, અને ૩) રવાનની અમર્ગી અથવા હવે પછીની જીંદગી.



## (૫) ખુદાતાલાનું નામ અહુરમજ્દ.

સ૦-પહેલે આપણે ખુદાતાલા માટે વિચાર કર્યો. ખુદાતાલા માટે આપણી દીનનાં પુસ્તકોમાં શું નામ છે ?

જ૦—અસલમાં 'મઝ્દ' નામ છે. પછી તે ઉપર 'અહુર' શબ્દ લાગી મોટે ભાગે એ નામ 'અહુરમઝ્દ' મળે છે.

સ૦—ખુદાતાલા માટે એ દીન શું શિખવે છે?

જ૦—તે શિખવે છે કે ખુદાતાલા 'અહુર' એટલે હસ્તીનો સાહેબ છે.

સ૦—હસ્તીનો સાહેબ એટલે શું?

જ૦—એટલે તે ખુદાતાલા પોતે હમેશ હૈયાત હતો, હાલ ચાલુ હૈયાત છે અને હમેશ હૈયાત રહેશે. તે પોતાની સ્વતંત્ર હસ્તી ધરાવે છે અને પોતાની હસ્તી માટે બીજા કોઇ ઉપર આધાર રાખતો નથી.

સ૦—એમ હમેશ હૈયાત રહી તેણે શું કર્યું છે?

જ૦—તેણે સઘળી પેદાયશને હૈયાતી આપી છે. આ દુનિયામાં જેબી કાંઇ આપણે જોઇએ છિએ તે સઘળું ખુદાતાલાએ પેદા કર્યું છે. સઘળાંની હૈયાતીનો આધાર તેની ઉપર છે.



## (૬) તે અહુર (હસ્તીનો સાહેબ) કયાં નજરે પડે છે?

સ૦—ખુદાતાલા હમેશ હૈયાત છે તો તે આપણુને કયાં નજરે પડે છે?

જ૦–ખુદાતાલા જાતે અણદીઠ છે.

સ૦–તે અણદીઠ છે ત્યારે તેની હસ્તી આપણે કેમ પિછાન્યે ?

જ૦–તેની હસ્તી આપણે તેની કુદરતમાં, તેની પેદા કરેલી જગતમાં પિછાન્યે છિએ.

સ૦–તે કેવી રીતે ?

જ૦–ઉપર નજર કર્યે છિએ તો આપણે જોઇએ છિએ કે સુરજ, ચંદ્ર અને અગણિત તારાઓ એક નિયમ, એક કાયદા, એક કાનુન પ્રમાણે કામ કરે છે અને ફરે છે. તે દેખાડે છે કે તેમાં કોઇ એક કારીગરનો હાથ છે. તે કારીગર ખુદાતાલા છે.

સ૦–ઉપર દિસતા સુરજ, ચંદ્ર, અને તારાઓ પછી હેઠે નજર કરતાં જગતમાં બીજું શું જાણમાં આવે છે ?

સ૦–હવા, જે આપણે દમમાં લઇએ છિએ, અને જે પવન તરીકે આપણુને ગાલમ પડે છે. તે આપણુને પોતાની નિયમિત ગતિ વિગેરેથી ભાન આપે છે કે તે, એક મહાન કારીગરને હાથે, એક ખુદાતાલાને હાથે પેદા થઇ છે, અને તે તેણે નેમેલા નિયમ પ્રમાણે કામ કરે છે.

સ૦–પછી હવામાંથી વધુ નીચે નજર કરતાં શું જુઓ છો ?

જ૦–આ ધર્તી, જે ઉપર આપણે રહીએ છિયે, અને જે ઉપર ઘણી નિયમિત હીલચાલો અને વધઘટ ચાલુ છે. એ ધર્તી, તે ઉપરનાં પાણી, ઝાડપાન, જાનવર અને માણુસ સુદ્ધાં પોતાની નિયમિત ગતિથી તે ખુદાતાલાના કારીગર હાથની અને તેના અચુક કાયદાની ગવાહી આપે છે.

સ૦–ત્યારે એ સઘળી જગત ઉપરથી, એ સઘળી કુદરત ઉપરથી આપણે કુદરતના ખાવીંદ તરીકે તે સાહેબની હસ્તી માન્યે છિએ ?

જ૦–હા. આપણી આજુબાજુ નજરે પડતી એ બહોળી કુદરત તે સાહેબની હસ્તી સાબેત કરે છે.

સ૦-તે કેમ ?

જ૦–તે એમ કે એ સઘળી કુદરતમાં આપણે એકસરખા ચોકસ નિયમો, એકસરખા સિધ્ધા કાયદાઓ, એકસરખા વાજબી કાનુનો જોઇએ છીએ. તે ઉપરથી દિસે છે કે એ કુદરતને પેદા કરનાર અને ચાલુ રાખનાર કોઇ સંપુર્ણ ડહાપણવાલો સાહેબ હસ્તી ભોગવતો હોવો જોઇએ.

---

## (૭) મઝ્દ યાને માહાજ્ઞાની સાહેબ.

સ૦–ખુદાતાલા માટે જરથોશ્તી દીન બીજું શું શિખવે છે ?

જ૦–તે શિખવે છે કે ખુદાતાલા, 'મજદ્' એટલે માહાજ્ઞાની છે, એટલે તે ઘણું જ્ઞાન ધરાવનાર છે.

સ૦–તેનું એ મહા જ્ઞાન આપણુને કેમ માલમ પડે છે?

જ૦–તે સઘળી જગતનો પોતાનાં જ્ઞાનથી કારોબાર કરે છે તે ઉપરથી.

સ૦–તે સઘળી જગતનો પોતાનાં જ્ઞાનથી કારોબાર કરે છે એટલે શું?

જ૦–એટલે ઉપર જણાવેલી સઘળી ગેતીની પેદાયશો, સુર્ય, ચંદ્ર, તારાઓ, હવા, પાણી, જમીન, ઝાડપાન, જાનવર અને માણુસ એ સર્વની હસ્તી કેમ ચાલુ રહે અને તેઓ કેમ કામ કરે અને એકમેકને કેમ કામ લાગે, તેની સઘળી યુક્તિ તેણે પોતાનાં જ્ઞાનથી રચી છે, અને તેમ રચી તે તેનો કારોબાર કરે છે.

સ૦–આપણુ માણુસ જાતના સંબંધમાં તે શું જાણે છે?

જ૦–આપણે જે બી કાંઇ વિચાર્યે છિએ, બોલ્યે છિએ અને અને કર્યે છિએ તે સર્વ તે સાહેબ જાણી શકે છે.

સ૦–તે જાણીને તે શું કરે છે?

જ૦–આપણું વિચારેલું, બોલેલું અને કીધેલું સઘળું જાણીને, આપણાં વિચાર, વચન અને કામમાં

જે તે સારૂં જોય છે તે માટે આપણુને નેમેલા કાયદા મુજબ બદલો આપે છે, અને જે બુરૂં જોય છે તે માટે સજા કરે છે.

સ૦—ખુદાતાલા એમ બદલો યા સજા કયારે આપે છે?

જ૦—કોઇબી વખતે, તેને ઘટતે પ્રસંગે.

સ૦—ત્યારે આપણુને આપણા ભલા વિચારોનો, ભલા શબ્દોનો અને ભલાં કામોનો તે દાદાર ભલો બદલો આપશે અને બુડાં માટે સજા કરશે એ ચોકસ છે?

જ૦—હા, તે ચોકસ છે.

---

## (૮) અહુરમઝ્દનો ખ્યાલ.

સ૦—આપણુને જરથોશ્તી દીન ઉપર મુજબ જે શિખવે છે તે ઉપરથી અહુરમઝ્દ માટે આપણુને શું ખ્યાલ આવે છે?

જ૦—આપણુને પહેલો મુખ્ય ખ્યાલ જે આવે છે તે આ છે કે અહુરમઝ્દ સર્વ-વ્યાપક છે એટલે કે સર્વ જગ્યાએ હાજર છે.

સ૦—તે કેમ તે જણાવશો?

જ૦—સુર્ય, ચંદ્ર, તારાઓ, હવા, પાણી, જમીન અને તેઓ સાથની બીજી પેહાયશો, શું જાનદાર

કે નિર્જીવ તેણે પેદા કીધી છે, અને તે સઘળી પેદાયશોને તે હમેશાં કાયદા મુજબ કામ કરતી રાખે છે. એ દેખાડે છે કે અહુરમઝ્દનો મીનોઇ હાથ સઘળી જગ્યાએ હાજર છે.

સ૦–બીજો મુખ્ય ખ્યાલ અહુરમઝ્દ માટે તમોને શું આવે છે?

જ૦–બીજો ખ્યાલ આ આવે છે કે તે હમેશ હૈયાત છે. તે હમેશ હૈયાતી ભોગવતો છે. ઉપલી પેદાયશો જમાનાના જમાના થયા, લાંબા કાળથી પોતાનું રૂપ ફેરવતી, એક યા બીજે રૂપે હસ્તી ભોગવતી આવી છે અને હસ્તી ભોગવતી રહેશે. તેથી તે સર્વેને પેદા કરનાર અને નિભાવનાર અને તે ફેરફાર ઉત્પન્ન કરનાર તે સાહેબ પણ જમાનાના જમાના થયા જાથુક હૈયાત હતો અને જાથુક હૈયાત રહેશે.

સ૦–પછી અહુરમઝ્દ માટે ત્રિજો મુખ્ય ખ્યાલ તમોને શું આવે છે?

જ૦–ત્રિજો મુખ્ય ખ્યાલ આ આવે છે કે તે સાહેબ સર્વ–શક્તિવાન છે. તે પોતે જે ચાહે તે નેમેલા કાયદા પ્રમાણે, કરવાને શક્તિવાન છે.

સ૦–ચોથો મુખ્ય ખ્યાલ અહુરમઝ્દ માટે તમોને શું આવે છે?

જ૦–ચોથો ખ્યાલ આ આવે છે કે જયારે અહુરમઝ્દ આપણને આપણી ભલી ચાલ માટે ભલો

બદલો આપે છે અને ભુંડી ચાલ માટે સજા કરે છે, ત્યારે તે પોતે ભલાઇમાં ભરપુર છે અને ઇનસાફનો ખાવીંદ છે.

સ૦—ત્યારે એ ખુબીઓને લીધે અહુરમજ઼્દ કેવો ગણાયો છે?

જ૦—તે સઘળી નેકીઓમાં, ખુબીઓમાં, ભલાઇઓમાં 'મજિશ્ત, વહિશ્ત, અને સએશ્ત' એટલે "મોટામાં મોટો, ભલામાં ભલો, અને સરસમાં સરસ" ગણાયો છે.



## (૯) આપણી જવાબદારી.

સ૦—હવે જ઼રથોશ્તી દીન જે બીજી બાબત આપણને માનવાને ફરમાવે છે તે શું છે?

જ૦—આપણી જવાબદારી.

સ૦—આપણી જવાબદારી એટલે શું?

જ૦—એટલે કે આપણે આએ દુનિયામાં જે વિચારો વિચારીશું, જે વચનો બોલીશું, અને જે કામો કરીશું, તે સર્વનો અહુરમજ઼્દની દરબારમાં બદલો પામીશું.

સ૦—અહુરમજ઼્દની દરબારમાં બદલો પામીશું એટલે શું? મરણ પામીશું ત્યારેજ બદલો પામીશું?

જ૦—નહિ. આપણે સમજયા છિએ કે અહુરમજ઼્દ સર્વ જગ્યાએ હાજર છે અને સર્વ વખત હાજર છે;

તેથી અહુરમજ઼્દની દરબાર પણ હમેશાં ચાલુ છે; તેથી આપણે આપણાં કામોનો બદલો ઘટતે વખતે આપણી આ દુનિયાની જીંદગીમાંજ પામ્યે, અથવા આ જીંદગી પછી મરણ બાદ પામ્યે.

સ૦—એટલે તે કેમ ?

જ૦—આપણે જો આ દુનિયામાં ભલું કરીશું, તો અહુરમજ઼્દ આપણું ભલું કરશે. આપણી ભલાઇનો બદલો આપણને આ જીંદગીમાંજ કોઇ ઘટતે વખતે મળશે. પણ જો આ જીંદગીમાંજ તે માટે ઘટતો વખત નહિ આવે તો આપણને નિરાશ થવાનું નથી. અહુરમજ઼્દ જયારે ખુબીનો અને ઈનસાફનો ખાવીંદ છે, ત્યારે તેનાથી જો કોઇ સબબે, આપણી હૈયાતીમાં આપણને આપણી ભલાઇનો બદલો નહિ મલશે તો મરણ પછીની મીનોઇ જીંદગીમાં તો ખચીત મલશે.



## (૧૦) રવાનની અમર્ગી અથવા મરણ પછીની બીજી મીનોઇ જીંદગી.

સ૦—આપણે આગળ કહ્યું કે જ઼રથોશ્તી દીન ત્રણ બાબતો માનવાને આપણને ફરમાવે છે. તેમાંથી અહુરમજ઼્દ માટે અને આપણી જવાબદારી માટે આપણે થોડો વિચાર કીધો. હવે ત્રીજી બાબત કેઇ છે ?

## જ૦—મરણ પછીની મીનોઇ જીંદગી.

સ૦—મરણ પછીની મીનોઇ જીંદગી તે શું ?

જ૦—એટલે કે આ દુનિયામાં આપણુ માણુસ જાત કાંઈ હમેશાં જીવ્યા કરતાં નથી. સઘળાં, જેઓ જન્મ્યાં છિએ, તેઓ એક વખત ગુજર પામીશું, અને ગુજર પામીને હવે પછી મીનોઇ જીંદગી ગુજારીશું.

સ૦—હવે પછી મીનોઇ જીંદગી ગુજારીશું એટલે શું?

જ૦—બચ્ચાંઓ જન્મે છે અને મોટાં થાય છે. મોટાં થઇ જવાંનીની ઉમ્મર પસાર કરી ઘરડાં થાય છે, અને ઘરડાં થઇ મરણુ પામે છે. કેટલીક વખત કોઇ ઘડપણુની ઉમ્મરે પહોંચ્યા વગર જલ્દીથી મરણુ પામે છે. તે સર્વ મીનોઇ જેહાનમાં પોતાના પેદા કરનારની હજુરમાં જાય છે.

સ૦—ત્યારે સર્વ માટે એક વખત મોત સર્જેલું છે ?

જ૦—હા. જેમ જન્મતી વખતે આપણુને અહુરમજ્દ તરફથી જન્મ મલ્યો હતો, તેમ મરણુ વખતે અહુરમજ્દ હજુર, ઠેરવેલે કાયદે, આપણુ જઇશું. જેમ માને પેટે જન્મતી વખતે અહુરમજ્દ તરફથી આપણુ આવ્યાં હતાં તેમ મરણુ પામીશું ત્યારે અહુરમજ્દની આગળ જઇશું. ત્યાં અહુરમજ્દના ફરમાવવા મુજબ, આપણી કરણી મુજબ આપણે બીજી મીનોઇ જીંદગી ગુજારીશું.

સ૦–ત્યારે આપણુંમાંથી જેઓનાં સગાંઓ યા મિત્રો ગુજરી ગયાં છે તેઓ કેઠે હૈયાત છે? તેઓ બીજી જીંદગી ગુજારે છે?

જ૦–હા. તેઓ અહુરમજ્દના કાયદા મુજબ બીજી મીનોઇ જીંદગી ગુજારે છે. આ દુનિયામાંથી તેઓ ગુજરી ગયાં એટલે અહુરમજ્દના કાયદા પ્રમાણે તેઓ કેઠે બીજી મીનોઇ જીંદગીમાં ગયાં છે.

---

## (૧૧) આ જીંદગીમાં વર્ત્તણુકનો બદલો.

સ૦-હવે બીજી મીનોઇ જીંદગીમાં અહુરમજ્દથી આપણને આપણી ભલાઇનો બદલો મલે તેટલા વખત સુધીમાં આપણને આ જીંદગીમાં કોઇ રીતથી બદલો મળે કે?

જ૦–હા, અલબતે, ઘણી રીતે.

સ૦–મુખ્ય શાથી?

જ૦–આપણાં દિલના સંતોષથી. અંતઃકરણનો સંતોષ તે મોટામાં મોટો બદલો છે.

સ૦–તે કેમ તે જણાવશો?

જ૦–આપણે એક ભલું કામ કીધું છે, આપણે ભલી ચાલ ચલાવી છે, તે વિચારજ આપણને ખુશ કરે છે, આપણું અંતઃકરણ આપણને કહે છે કે "શાબાશ! આપણે આપણી ફરજ બજાવી છે" એ આપણને માટે મોટો બદલો છે.

સ૦-પણ આ ખરૂં છેની કે તે ઉપરાંત અહુરમજ્દ આપણને હવે પછીની મીનોઈ જીંદગીમાં બદલો આપવા વિના રહેનાર નથી ?

જ૦-હા. જો આપણી ભલી વર્ત્તણુંકનો બદલો કોઇ સંજોગોને લીધે આપણને અહિં નહિ મળે તો નિરાશ થવાનું નથી. અહુરમજ્દ ઉપર વિશ્વાસ રાખવાનો છે કે બીજી મીનોઇ જીંદગીમાં આપણું ભલું થશે.

શ૦-એ તો ભલી ચાલચલણની વાત થઇ. પણ જો કોઇ ભુંડી ચાલ ચલાવે તો તે માટે શું ?

જ૦-તે માટે પણ આપણે ઉપર પ્રમાણેજ વિચાર કરવાનો છે.

સ૦-તે કેમ ?

જ૦-જો આપણે બુરી ચાલ ચલાવીશું, યા બુરાં કામો કરીશું, તો તેના બદલામાં આપણને સજા થશે, આપણે કાંઇ બુરૂં જોઈશું, આપણું કાંઈ નુકસાન થશે.

સ૦-જો તેમ અત્રે નહિ બને તો શું ધારવું ?

જ૦-કદાચ, આપણી આ જીંદગીમાં તે સજા માટે ઘટતો વખત નહિ આવશે પણ હવે પછીની જીંદગીમાં તો ખચીત કાંઇ ભુંડું પરિણામ જોઇશું.

સ૦-પણ તેટલાં શું ? તેટલો વખત કાંઇ તેની સજા નહિ કે ?

જ૦—આપણાં દિલનો ડંખ એ સજા.

સ૦—તે કેમ તે જણાવશો ?

જ૦—આપણે કાંઇ ખોટું કરીશું તો આપણું દિલ આપણુને દુઃખ દેયા કરશે કે આપણે ખોટું કીધું છે. તે ગમે તેટલું છુપાવીશું તોપણ આપણું મન મુંઝાયા કરશે, અને આપણું મન મુંઝાઇને આપણુને દુઃખી કરશે.

સ૦—ત્યારે આપણી દીન મુજબ આપણું તારણ કરનાર આપણુ સિવાય બીજો કોઇ શખ્સ નથી ?

જ૦—અલબતે નહિ. દરેક માણુસ પોતે પોતાનું તારણ કરનાર છે. તેની પોતાની કરણીજ તેનું તારણ કરશે.

---

## (૧૨) હુમત, હુખ્ત, અને હુર્શ્તને હું વખાણું છું.

સ૦—જરથોસ્તી દીન જે ત્રણ મુખ્ય બાબતનું યકીન ધરાવવાને આપણુને શિખવે છે, તે ત્રણ બાબતો આપણે સમજ્યા. હવે આપણાં એકરારનામામાં આપણે આગળ ચાલ્યે. હવે બીજા શું શબ્દો આપણે ભણ્યે છિયે અને શું કબુલાત આપ્યે છિયે ?

જ૦-'આસ્તુયે હુમતેમ્ મનો, આસ્તુયે હૂખ્તેમ્ વચો, આસ્તુયે હ્વૅર્શ્તેમ્ શ્યઓથ્નેમ્.'

સ૦-તેનો અર્થ શું ?

જ૦-હું 'હુમત' એટલે સારા વિચારને વખાણું છું. હું 'હૂખ્ત' એટલે સારા વચનોને વખાણું છું. હું 'હ્વૅર્શ્ત' એટલે સારાં કામોને વખાણું છું.

સ૦-તમોને યાદ છે કે આપણે આગળ જોઇ ગયા કે જ઼રથોસ્તી દીન શિખવે છે કે આપણે આપણાં કામોને માટે અહુરમજ઼્દને જવાબદાર છિએ ?

જ૦-હા.

સ૦-ત્યારે એ બાબે ઉપલા શબ્દો તમને શું શિખવે છે ?

જ૦-તેઓ શિખવે છે કે 'હુમત, હૂખ્ત અને હ્વૅર્શ્ત' શબ્દો આપણી ચાલચલણના પાયા સમાન છે.

સ૦-તે કેમ તે સમજાવો.

જ૦-તમે જો હમેશાં તમારી મનશની સારીજ રાખશો એટલે સારૂંજ વિચારશો, સારૂં વિચારી જો હમેશાં સારૂં અને સાચ્ચુંજ બોલશો, અને સારૂં અને સાચ્ચું બોલી જો હમેશાં સારાં અને સાચ્ચાંજ કામ કરશો, તો તમારી જીંદગી સુખી ગુજરશે, અહુરમજ઼્દ એ સઘળાંનો સારો બદલો આપશે.

## (૧૩) હુમત, હૂખ્ત અને હ્વૂર્શ્ત, એ પાયા સમાન મૂળતત્વો.

સ૦-ત્યારે વિચાર, વચન અને કામ ઉપરજ સઘળો આધાર છે ?

જ૦-હા. આ દુનિયાનો સઘળો આધારજ જાણે એ ત્રણ શબ્દો પર છે.

સ૦-તે કેમ તે જણાવશો ?

જ૦-માણુસજાતે પહેલે કોઈ બાબતનો વિચાર કરવોજ જોઇએ. વિચાર જાહેર કરવા માટે વચનની જરૂર છે. તે પોતાનો વિચાર બીજાઓને વચન યા ભાષા મારફતેજ જણાવે છે. વિચાર કરવા પછી યા વચનો મારફતે વિચાર જાહેર કરવા પછી, તે કામ કરે છે.

સ૦-ત્યારે એમ, કે જેનો પાયો સારો તેનું સઘળું સારૂં ?

જ૦-હા. એ ત્રણ-વિચાર, વચન અને કામ, જેને આપણા ધર્મમાં મનશ્ની, ગવશ્ની અને કુનશ્ની કહે છે તે-સારાં હોય તો તેના પાયા ઉપર રચેલી ઇમારત યાને આપણી જીંદગી પણ દરૂસ્ત અને ભલી નિવડે.

સ૦-ત્યારે મનશ્ની, ગવશ્ની, કુનશ્ની સારી હોય અને માઠી પણ હોય ?

જ૦—હા.

સ૦—જ્યારે મનશ્ની, ગવશ્ની અને કુનશ્ની નેક અથવા ભલી હોય ત્યારે તેઓને આપણાં ધર્મ પુસ્તકોમાં શું નામ આપ્યું છે?

જ૦—ત્યારે આપણાં પુસ્તકોમાં તેઓને 'હુમત', 'હૂખ્ત' અને 'હ્વૂર્શ્ત' એટલે નેક મનશ્ની, નેક ગવશ્ની અને નેક કુનશ્ની કહી છે.

સ૦—જ્યારે તેઓ બુરી હોય છે ત્યારે તેઓને કેવી કેહી છે?

જ૦—જ્યારે તેઓ બુરી હોય છે ત્યારે તેઓને 'દુશ્મત,' 'દુઝુખ્ત' અને 'દુઝુવર્શ્ત' એટલે બદ મનશ્ની, બદ ગવશ્ની અને બદ કુનશ્ની કહી છે.



## (૧૪) હુમત યાને નેક મનશ્ની.

સ૦—હવે હુમત, હૂખ્ત, હ્વૂર્શ્ત, એટલે નેક મનશ્ની, નેક ગવશ્ની અને નેક કુનશ્ની, એ ત્રણમાં સર્વથી અગતનું શું છે

જ૦—એ ત્રણમાં સર્વથી અગતનું 'હુમત' અથવા નેક મનશ્ની એટલે સારો વિચાર છે.

સ૦—તે કેમ?

જ૦—જો આપણે હમેશાં સારોજ વિચાર કર્યે તો સઘળું સારૂં થાય. જો વિચાર સારા હોય તો વચન પણ સારાં બોલાય અને કામો પણ સારાં થાય.

સ૦–ત્યારે જેમ સ્વચ્છ હવા તનની દરૂસ્તી માટે અગત્યની છે, તેમ સ્વચ્છ વિચારો મનની દરૂસ્તી માટે અગત્યના છે ?

જ૦–હા. અલબતે.

સ૦–તે કેમ તે સમજાવશો ?

જ૦–હા. દરેક માણુસની આ ફરજ છે કે તેણે પોતાની નજદીકની અને આજુબાજુની હવા સાફ રાખવી કે તેથી તેની આજુબાજુનાંઓની તંદરૂસ્તી બીગડે નહિ અને તેનાં મનને ફાયદો થાય.

સ૦–એ મુજબ ભલા વિચારોથી શું ફાયદો થાય ?

જ૦–એજ મુજબ દરેક માણુસની ફરજ છે કે તેણે પોતાના અને પોતાની આજુબાજુનાંઓના વિચારો સારા, સ્વચ્છ અને ભલા રાખવા અને તેમ કરી, પોતાની આજુબાજુ, ભલા વિચારોની વાતાવરણ ઉત્પન્ન કરવી કે તેથી તેની આજુબાજુનાંઓના વિચારો બગડે નહિ અને તેઓનાં મનને ફાયદો થાય.

સ૦–ત્યારે મુખ્ય આધાર 'હુમત' એટલે ભલી મનશ્ની અથવા સારા વિચાર ઉપર છે ?

જ૦–હા. જો આપણો વિચાર ભલો રાખ્યે, આપણો હેતુ નેક રાખ્યે, આપણી મતલબ સારી રાખ્યે, તો તેનું પરિણામ સારૂંજ આવે છે. જો સારા હેતુથી

કરેલાં કોઇ કામનું નજરે પડતું પરિણામ કદાચ કોઇ ચોકસ સંજોગે માઠું પણ આવે તો અહુરમજ્દ હજુર તે માટે આપણે ગુનેહગાર ઠરતા નથી.



## (૧૫) હું માજ઼દયરની દીનને વખાણું છું.

સ૦-જ઼રથોશ્તી દીન, જે ત્રણ બાબતનું યકીન ધરાવવાને આપણને ફરમાવે છે, તે ત્રણ બાબતો, અને દીનના પાયા સમાન જે નીતિનાં ત્રણ મૂળતત્વો આપણને શિખવે છે. તે મૂળતત્વો આપણે આપણાં એકરારનામાં પ્રમાણે સમજ્યાં. હવે એ એકરારનામાંમાં આગલ ચાલો. ત્યાં વધુ તમો શું ભણો છો અને શું કબુલાત આપો છો?

જ૦-'આસ્તુયે દએનાંમ્ વઙ્ઉહીમ્ માજ઼દયસ્નીમ્.'

સ૦-એનો અર્થ શું?

જ૦-"ભલી માજ઼્દયસ્ની દીનને હું વખાણું છું."

સ૦-એ શબ્દો અહિં ભણવાની મતલબ શું?

જ૦-મતલબ આ કે ઉપલી બાબતોમાં જ઼રથોશ્તી દીનના જે ત્રણ મૂળતત્વો અને નીતિમાન જીંદગીના પાયા સમાન જે ત્રણ મૂળ નિયમો જણાવ્યા છે, તેઓ માટે જરથોશ્તી દીનને અહિં વખાણવામાં આવે છે.

સ૦—ત્યારે અહિં શું કહેવાની મતલબ છે?

જ૦—અહિં કહેવામાં આવે છે કે એ મૂળતત્વો અને મૂળ નિયમોમાં ભલી જરથોશ્તી દીન સમાઈ ગઇ છે.

સ૦—ત્યારે એ એકરારનામાંમાં એક જરથોશ્તી એ ભલી દીનની તેના નીતિમાન મૂળતત્વોને લીધે સ્તુતિ કરે છે?

જ૦—હા. તે જરથોશ્તી દીનની સ્તુતિ કરી પોતે પોતાને એ દીન મુજબ ચાલનાર જાહેર કરે છે.



## (૧૬) માઝ્દયસ્ની દીન અને પવિત્રાઇ.

સ૦—એકરારનામાંમાં હુમત, હુખ્ત અને હ્વર્શ્તને જરથોશ્તી દીનના પાયા સમાન ગણ્યાં છે. તેનો મળતો વિચાર અવસ્તામાં બીજે કોઇ ઠેકાણે પણ જણાવેલો છે?

જ૦—હા. વંદીદાદમાં તે જણાવેલો છે.

સ૦—ત્યાં શું કહે છે કે?

જ૦—ત્યાં કહે છે કે "પવિત્રાઇ માણસજાતને માટે જન્મથીજ સારી છે, કારણકે પવિત્રાઇ તેજ માઝ્દયસ્ની દીન છે."

સ૦—માઝ્દયસ્ની દીન એટલે શું? તેની ત્યાં શું સમજ આપી છે?

જ૦—ત્યાં કહ્યું છે કે "માઝ્દયસ્ની દીન એટલે પવિત્રાઈ."

સ૦—"માઝ્દયસ્ની દીન એટલે પવિત્રાઇ" એનો અર્થ શું?

જ૦—માઝ્દયસ્ની થવું હોય તો પવિત્રાઇ જાળવવી.

સ૦—ત્યારે પવિત્રાઈ એટલે શું?

જ૦—પવિત્રાઇ બે પ્રકારની છે. તનની અને મનની.

સ૦—તનની પવિત્રાઇ તે શું?

જ૦—આપણું શરીરને હમેશાં સાફ અને દરૂસ્ત રાખવું તે તનની પવિત્રાઈ.

સ૦—પવિત્રાઇ માટે આપણાં પુસ્તકોમાં ખાસ શબ્દ શું છે?

જ૦—અશોઇ. એ શબ્દ મનની પવિત્રાઇને લાગુ પડે છે.

સ૦—ત્યારે અશોઇ અથવા મનની પવિત્રાઈ તે શું?

જ૦—ભલા વિચારો વિચારવા, અને બુરા વિચારો મનમાંથી હમેશાં દુર રાખવા, તે અશોઇ અથવા મનની પવિત્રાઇ છે.

સ૦—ત્યારે આપણે શું અખત્યાર કરવું જોઇએ કે જે જરથોશ્તી દીન પાળવા બરાબર ગણાય?

જ૦-મનની પવિત્રાઇ જાળવીને 'હુમત, હૂખ્ત અને હ્વૅર્શ્ત' અખત્યાર કરવાં, તે જરથોશ્તી દીન પાળવા બરાબર છે.

સ૦-ત્યારે આપણું એકરારનામાંમાં ઉપર જણાવવા મુજબ ઉપલાં રૂડાં મૂળતત્વોને લીધે જરથોશ્તી દીનને ભલી દીન કહે છે?

જ૦-હા, અને જ઼રથોશ્તીઓ 'બેહદીન' (ભલી દીનનાં) કહેવાય છે તે એ ઉપરથીજ છે.



## (૧૭) જ઼રથોશ્તી દીન ઝઘડો મટાડનારી છે.

સ૦-હવે જ઼રથોશ્તી દીનને ભલી કહી છે તે ઉપલાં પાયા સમાન ગણાયલાં તેનાં રૂડાં મૂળતત્વો ઉપર રચાયલા તેના કેટલાક સદ્દગુણોને લીધે છે, અને તે સદ્દગુણોની એક ટીપ એ એકરારનામાંમાં આપી છે. તેમાં એ દીનનો પેહલો સદ્દગુણ શું કહ્યો છે તે જણાવશો?

જ૦-'ફ્રસ્પાયઓખેધ્રાંમ્ નિધાસ્નઇથિષેમ્' એટલે "ઝઘડો મટાડનારી અને હથિયાર છોડાવનારી."

સ૦-એમ કહેવાનો શું સબબ?

જ૦-એમ કહેવાનો સબબ આ કે, જેઓ જરથોશ્તી દીનનાં ફ઼ર્માનોને અનુસરીને ચાલે છે, તેઓ કજયો ફેસાદ કરવાથી દુર રહે છે અને સલાહ સંપજથી રહે છે. વગી અહુરમજ઼્દે માણસને મરજીનું જે છુટાપણું બખશ્યું છે, તેને અનુસરીને એ દીન

ફર્માવે છે કે હરેક આદમીએ પોતે સમજીને રાજી ખૂશીથી એ દીન પસંદ કરવી. એ દીન પાળનારા-એએ બીજાએ તરફ સહનશિળતા વાપરવી.

સ૦—બીજો શો સબબ ?

જ૦—બીજું આ કે, એ દીન પાળનારાઓએ સુલેહ સંપજ જાળવવી.

સ૦—સુલેહ સંપજ કોણુ સાથે જાળવવી ?

જ૦—સુલેહ સંપજ સર્વ સાથે, ફક્ત પોતાની દીન પાળનારાઓ સાથેજ નહિ, પણુ બીજી દીન પાળનારાઓ સાથે પણુ. દુશ્મનો વટીક સાથ સભ્યતાથી વર્તવું.

સ૦—દુશ્મનો વટીક સાથ સભ્યતાથી વર્ત્તવું તે કેમ ?

જ૦—તેઓને હેરાન કરવા નહિ, પણુ તેઓ આપણુને અને બીજાઓને હેરાન કરે નહિ તેવી હાલતમાં તેઓને લાવવાની કોશેશ કરવી. તેઓ માટે પણુ બુરી દુઆ માંગવી નહિ. તેઓની દુશ્મનીને આપણી રૂડી વર્ત્તણુકથી માહત કરવી. તે દુશ્મનોને અહુરમજ્દ નેક તૌફિયત બખ્શે, એવી દુવા ગુજારવી.



## (૧૮) જરથોશ્તી દીન પોતાવટપણું આપનારી છે.

સ૦—એકશરનામાંમાં આગળ ચાલતાં એ દીનનો બીજો શું સદગુણુ જણુાવ્યો છે અને તેને માટે તેને બીજું શું વિશેષણુ લગાડયું છે ?

જ૦-'અએત્વદથાંમ્' એટલે "પોતાવટપણું આપનારી" અથવા "જાતી ભોગ આપનારી."

સ૦-જરથોશ્તી દીનને પોતાવટપણું આપનારી અથવા જાતી ભોગ આપનારી કહી છે તેનો ભાવાર્થ શું?

જ૦-પોતાપટપણું એટલે ખેશીપણું. દરેક આદમીએ પહેલે પોતે પોતાને અહુરમજ્દનાં ખેશીપણાંમાં પહોંચાડવો. પછી પોતાને પોતાની આજુબાજુનાઓનાં ખેશીપણાંમાં પહોંચાડવો. પછી પોતાને પોતાનાંજ ખેશીપણાંમાં પહોંચાડવો.

સ૦-એમ ખેશીપણાંમાં પહોંચાડવો એટલે શું?

જ૦-એટલે કે દરેક આદમીએ (૧) પોતાના અહુરમજ્દ તરફની ફરજો, (૨) પોતાની આજુબાજુનાંઓ તરફની ફરજો, અને (૩) પોતાનાં ર્‌‌વાન તરફની ફરજો બજા લાવવી. એ ફરજો બજા લાવી તેણે અહુરમજ્દને ખુશી કરવો.

---

## (૧૯) અહુરમજ્દ તરફની ફરજ.

સ૦-ત્યારે જરથોશ્તી દીન એ પ્રકારે પોતાવટપણું આપનારી છે, તેની મતલબ શું?

જ૦-એટલે તે આપણને એ ત્રણ પ્રકારની ફરજો શિખવે છે. એ ફરજો શિખવી તે આપણને સ્વાર્થ તજવા કહે છે.

સ૦—ત્યારે એ ત્રણે ફરજો બાબે જરથોશ્તી દીનથી શું શિખવણી છે તેનો આપણે વિચાર કર્યે. પહેલે કહો કે અહુરમજ્દ તરફની ફરજો તે શું ?

જ૦—એક ખેશી અથવા પોતીકાને માટે આપણે વિચાર કર્યે છિએ ત્યારે આપણુને એક કુટુંબનો ખ્યાલ આવે છે. એક કુટુંબનાં આસામીઓ સઘળાં ખેશી ગણાય છે. જ્યારે આપણે અહુરમજ્દનો, આપણાં આડોશીપાડોશીનો અને આપણે પોતાનો વિચાર કર્યે છિએ, ત્યારે આપણા મનમાં એક કુટુંબનો વિચાર આવે છે. અહુરમજ્દ તે જાણે એક કુટુંબનો, આપણુ સર્વનો બાપ છે. આપણા આડોશીપાડોશીઓ, આપણી આજુબાજુનાંઓ તે સર્વ એક કુટુંબનાં બચ્ચાંઓ છે અને આપણુ પોતે તે કુટુંબનાં આસામી છિએ.

સ૦—એ સરખામણી વાજબી છે. હવે ત્યારે એ ઉપરથી એ ત્રણે પ્રકારની ફરજનો ખ્યાલ કેમ આવે છે ?

જ૦—અહુરમજ્દ તરફની ફરજનો ખ્યાલ આપણુને એક વફાદાર બાળકની પોતાના પિતા તરફની ફરજ ઉપરથી આવે છે.

સ૦—તે કેમ તે જણાવશો ?

જ૦—આપણે અહુરમજ્દ તરફ માન સાથે જોવું જોઇએ. તેને હંમેશાં યાદ કરવો જોઇએ. તેના હોકમ

પ્રમાણે ચાલવું જોઇએ. તેની ફર્માનબરદારી કરવી જોઇએ. તેનાં તરફની આપણી ફરજો બજા લાવવી જોઇએ. તેનો આભાર માનવો જોઇએ.

સ૦—તેની ફર્માનબરદારી કરવી જોઇએ અથવા તેનાં ફર્માનો બજા લાવવાં જોઇએ એટલે શું ?

જ૦—એટલે કે તેની મરજી મુજબ ચાલવું જોઇએ. તેની બહોળી કુદરતમાં તેના જે સદગુણો આપણી નજરે પડે છે તે સદગુણો આપણે અખ્ત્યાર કરવા જોઇએ.

સ૦—વારૂ, બીજું શું ?

જ૦—આપણાં કામોમાં તેની મદદ માગવી જોઇએ અને તે મેળવવાને લાયક થવું જોઇએ.

સ૦—વારૂં, વધુ શું ?

જ૦—દુ:ખ અને સંકટ વેળા તેની તરફ દિલાસા માટે જોવું જોઇએ.

---

## (૨૦) આજુબાજુનાંઓ તરફની આપણી ફરજ. માબાપ અને ઉસ્તાદ.

સ૦—આજુબાજુનાંઓ તરફની આપણી ફરજોમાં આપણી પહેલી ફરજ શું છે ?

જ૦–આપણી પહેલી ફરજ આ છે કે આપણે તેઓ તરફ તેવીજ વર્ત્તણુંકથી વર્ત્તવું કે જેવી વર્ત્તણુંક આપણે ઈચ્છીયે કે તેઓ આપણી તરફ ચલાવે.

સ૦–તે વર્ત્તણુંક તે કેવી ?

જ૦–એટલે આપણે કુદરતી રીતે ઇચ્છીયે છિએ કે બીજાઓ આપણી સાથે સભ્યતાથી, માયાથી, મોટાં દિલથી વર્ત્તે; ત્યારે આપણે પણ તેઓ તરફ તેવીજ રીતે વર્ત્તવું.

સ૦–આજુબાજુનાઓમાં પહેલાં આપણું ધ્યાન કોણ ખેંચે છે ?

જ૦–આપણી માણુસજાત.

સ૦–માણુસજાતમાં પહેલાં આપણું ધ્યાન કોણ ખેંચે છે ?

જ૦–આપણાં માબાપ.

સ૦–તેઓ તરફ કેવી ફરજથી આપણે બંધાયલા છિએ ?

જ૦–પહેલી ફરજ મહોબત. તેઓએ આપણને પ્યાર અને મહોબતથી ઉધાર્યા, માટે આપણે તેઓ તરફ હમેશાં મમતાથી વર્ત્તવું.

સ૦–માબાપ તરફ બીજી ફરજ શું ?

જ૦–આપણે તેઓને માન આપવું.

સ૦–માબાપ તરફ ત્રીજી ફરજ શું ?

જ૦—જ્યારે આપણે નાનાં બચ્ચાં હતાં ત્યારે તેઓએ આપણને પાળ્યાં અને ઉછાર્યાં હતાં; તેથી આપણી ફરજ છે કે તેઓનો આભાર માનવો, તેઓના હુકમો માનવા તથા તેઓ બુઢાપામાં નાતવાન થાય ત્યારે તેઓને પાળવાં, તેઓની પરવરશી કરવી, તેઓની સેવા કરવી.

સ૦—માબાપ પછી બીજું કોણ આપણું ધ્યાન ખેંચે છે?

જ૦—આપણા ઉસ્તાદ.

સ૦—તેઓ તરફ આપણી શી ફરજ છે?

જ૦—તેઓ આપણને જે સબક આપે તે ઉપર ધ્યાન આપી તે પાઠે કરવા. તેઓની ભલી શિખામણો માની તે અખ્ત્યાર કરવી.



## (૨૧) મંડળી તરફની ફરજ. આપણાં વડીલો અને રાજકર્તા.

સ૦—માબાપ અને ઉસ્તાદ પછી ત્રિજું કોણ આપણું ધ્યાન ખેંચે છે?

જ૦—મંડળી.

સ૦—મંડળી તરફની ફરજ તે શું?

જ૦—મંડળીમાં જે વડાઓ હોય તેઓ તરફ સભ્યતા અને નમ્રતાથી વર્ત્તવું. મંડળીના કાયદાને માન આપવું.

સ૦—આપણાં વડીલોમાં, આપણાંથી ચહડતાંઓમાં પહેલાં કોણ આપણું ધ્યાન ખેંચે છે?

જ૦—આપણા રાજકર્ત્તાઓ. આપણા રાજકર્ત્તાઓએ આપણ રૈયતનાં ભલાં અર્થે જે કાયદા કાનુનો ઘડયા હોય તેઓને માન આપવું, અને તે પ્રમાણે વર્ત્તવું, એ આપણી ફરજ છે.

સ૦—એ સઘળાંઓ તરફ ઉપર જણાવેલી ફરજો ઉપરાંત સામાન્ય વર્ત્તણુંક કેવી રાખવી?

જ૦—સામાન્ય વર્ત્તણુંકમાં પેહેલો નિયમ આ રાખવો કે બની શકે તેટલું કોઇનું ભલું કરવું. કદી કોઇનું ભુડું કરવું નહિ. દુશ્મન વટીકનું ભુંડું કરવું નહિ, તેને માટે ભુંડો વિચાર બાંધવો નહિ કે બદ દુઆ ચાહવી નહિ.

સ૦—વર્ત્તણુંકમાં બીજો નિયમ શું જાળવવો?

જ૦—પ્રમાણિકપણાંનો સર્વ સાથે પ્રમાણિક રીતે વર્ત્તવું. સઘળા વ્યવહારમાં પ્રમાણિકપણું જાળવવું. જો પ્રમાણિકપણે એક પૈ મળતી હોય તો તે નમીને મેળવવી. અપ્રમાણિકપણે ગમે તેટલી દોલત મળતી હોય તો તે તરફ ધિક્કારથી જોવું.



## (૨૨) સર્વ પ્રાણીઓ તરફ આપણી ફરજ.

સ૦—આપણી આજુબાજુનાંઓમાં માણસ ભાઇ બંધો પછી બીજું કોણ આપણું ધ્યાન ખેંચે છે ?

જ૦—બીજાં પ્રાણીઓ અને જાનવરો સર્વ પ્રાણીઓ તરફ પણ માયા અને મમ્તાથી વર્ત્તવું.

સ૦—કોઇક પ્રાણીઓ જિયાંનગાર એટલે નુકસાન કરનારાં છે તેનું કેમ ?

જ૦—અલબતે જે પ્રાણીઓ જિયાંનગાર હોય અને માણુસો યા ગરીબ પશુઓને હેરાન કરતાં હોય, તેઓને માટે તેઓ હેરાન નહિ કરી શકે એવી હાલત ઉત્પન્ન કરવી.

સ૦—ભારબરદારી જાનવરો અને બીજાં જાનવરો, જેઓ માણુસજાતના ઉપયોગમાં આવતાં હોય, તેઓ તરફ કેમ વર્ત્તવું ?

જ૦—તેઓ તરફ માયા મેહેરબાનીથી વર્ત્તવું. તેઓને ઘટતો ખોરાક અને પાણી આપી તેઓથી બની શકે તેટલુંજ કામ લેવું. પોતાના પેટને ખાતર તેઓ ઉપર જાસ્તી કરી તેઓથી બને તે ઉપરાંત વધુ કામ લેવું નહિ. તેમ નહિ કર્યે તો તેઓ જાણે આપણુને શ્રાપ દે છે. તેઓની સારી માવજત કરવાથી તેઓ આશિષ દે છે.

## (૨૩) કુલે પેદાયશ તરફ આપણી ફરજ.

સ૦—આપણી આજુબાજુનાઓમાં માણસ ભાઈબંધો અને જાનવર પછી કોઈ બીજી પેદાયશ આપણું ધ્યાન ખેંચે છે?

જ૦—હા. બીજી પેદાયશો પણ ધ્યાન ખેંચે છે, જોકે જાનદાર પેદાયશ ખેંચે છે તેટલું નહિ.

સ૦—તેઓ તરફ આપણે કેમ વર્ત્તવું?

જ૦—અહુરમઝ્દ પોતાની સઘળી પેદાયશ, પછી તે જાનદાર કે નિર્જીવ હોય, તે માટે આપણાંથી વૃદ્ધિની આશા રાખે છે, તેથી તેઓની વૃદ્ધિ થાય તેમ આપણે વર્ત્તવું.

સ૦—અહુરમઝ્દ વૃદ્ધિની આશા રાખે છે એટલે શું?

જ૦—સઘળી પેદાયશોને પેદા કરનાર અહુરમઝ્દ આપણા આદમી તરફથી આશા રાખે છે કે આપણે તેની પેદાયશની વૃદ્ધિ કર્યે, કે તેથી તે પેદાયશનો ભોગવટો વધારે સારી રીતે થાય અને જગત વધુ અને વધુ આબાદ થાય.

સ૦—એક દાખલો આપશો.

જ૦—હા. દાખલા તરીકે એક આદમી જ્યાં અનાજનું એક તણુખું ઉગતું હોય ત્યાં બે તણુખાં ઉગતાં

કરે તો તે વૃદ્ધિનું કામ કરે છે, અને પોતાના અહુરમજ્દને ખુશી કરે છે. તેના પોતા માટે તેની પાસે પુરતું હોય, તે છતાં તેણે બીજાં આદમીઓ માટે અનાજની વૃદ્ધિ કરવી જોઇએ કે જેથી બીજાં આદમીઓ અનાજ સસ્તી અને સહેલી રીતે મેળવી શકે.

સ૦–ત્યારે જરથોશ્તી ધર્મપુસ્તકોમાં ખેતીની જાબજા તારીફ કીધી છે તે આ મતલબે છે?

જ૦–હા. તે આ મતલબે છે. આપણને એટલે સુધી કહ્યું છે કે અનાજની રોપણી કરવી તે જાણે માજદયસ્નની દીનની વૃદ્ધિ કરવા બરાબર છે.

સ૦–અનાજની વૃદ્ધિ તે માજદયસ્નની દીનની વૃદ્ધિ કરવા બરાબર કેમ ગણાય?

જ૦–કારણ અનાજની વૃદ્ધિ હોય તો માણસ તે ખાઈ પોતાનાં તનને દરૂસ્ત રાખી, મનને શાંત રાખી, ભલાં કામો કરે. તેમ કરી, અશો જીંદગી ગુજારી તે અહુરમજ્દને ખુશી કરે. અશો અથવા પવિત્ર જીંદગી ગુજારવી એ માજ્દયસ્નની દીનનું બીજું નામ છે.

સ૦–આપણાં પુસ્તકોમાં ખેતી કરવા બાબે જે ફર્માન છે, તેને આપણે હાલમાં શી બહોલી મતલબે સમજવું જોઇએ?

જ૦–આપણે તે આ મતલબે સમજવું જોઇએ કે દરેક માણસની ફરજ છે કે તેણે કોઇ પણ ઉદ્યોગ કરવો.

સ૦—એમ ઉદ્યોગ કરવાથી શું ફાયદો થાય છે?

જ૦—આપણે સ્વતંત્ર થઇએ છિએ. આપણને આપણાં ગુજરાન માટે પારકા આધારે રહેવું પડતું નથી, એટલુંજ નહિ; પણ તેથી આપણાં ગરીબ ખેશીઓ યા મિત્રો, જેઓ અશકત થયાં હોય, તેઓને પારકે આધારે યા પારકાંઓની સખાવત પર રાખવાને બદલે આપણે પોતે તેઓનું ભલું કરવાને શક્તિવાન થઇએ છીએ.



## (૨૪) અહુરમઝ્દની પેદાયશનો ભલો ઉપયોગ.

સ૦—આપણી આજુબાજુની પેદાયશો તરફ આપણી બીજી ફરજ શું છે?

જ૦—આપણી બીજી ફરજ આ કે સઘળી પેદાયશનો ભલો ઉપયોગ કરવો. અહુરમઝ્દે પોતાની પેદાયશ આપણા ભલા ભોગવટા માટે પેદા કરી છે. તેનો ભુંડો ઉપયોગ થાય તો તે પેદાયશ જાણે પોતે નાખુશ થાય છે અને તેથી દાદાર અહુરમઝ્દ પોતે નાખુશ થાય છે.

સ૦—એનો એકાદ દાખલો આપશો?

જ૦—હા. આતશનો દાખલો લેવો. આતશ તે દાદારે આપણા ફાયદા માટે આપ્યો છે. તે માટે

આપણાં એક પુસ્તકમાં કહે છે કે બે માણસો આતશ ઉપર પોતાનું ખાણું પકાવે તેમાં ફેર છે.

સ૦–તે કેમ તે સમજાવશો ?

જ૦–એક પ્રમાણિક આદમી પોતાનાં ઘરના આતશ ઉપર પોતાની પ્રમાણિક કમાઇથી મેળવેલા પૈસાથી ખરીદેલી ચીજોનું પોતાનું ખાણું પકાવે તો તેથી જાણે તે આતશ ખુશી થાય છે.

સ૦–ત્યારે આ દાખલામાં માણસે આતશ તરફ પોતાની ફરજ બજાવેલી કહેવાય ?

જ૦–હા. તેણે આતશ તરફ ફરજ બજાવેલી કહેવાય.

સ૦–ત્યારે જો એક અપ્રમાણિક આદમી અપ્રમાણિકપણે મેળવેલા પૈસાથી ખરીદેલાં અનાજ યા કોઇ ચીજોનુ ખાણું પોતાનાં ઘરના આતશ ઉપર પકાવે તો તે માટે શું ધારવું ?

જ૦–તેથી જાણે તે આતશ નાખુશ થાય છે, આતશની ઉપરનો મનફ્રૂદ અર્દીબેહેશ્ત અમેશાસ્પંદ નાખુશ થાય છે.

---

## (૨૫) અહુરમજ્દની પેદાયશનો ભુંડો ઉપયોગ, એક ખોટું કામ.

સ૦–ત્યારે માણસ પોતાની આજુબાજુની અહુરમજ્દની પેદાયશનો ભલો ઉપયોગ નહિ કરે તો તેણે તે

પેહાયશ તરફની પોતાની ફરજ નહિ બજાવેલી કહેવાય ?

જ૦—અલબતે. તેણે ફરજ નહિ બજાવેલી કહેવાય, બલ્કે ખોટું કામ કરેલું કહેવાય.

સ૦—એવો બીજો કોઈ દાખલો આપશો ?

જ૦—હા. ધાતુનો દાખલો લેવો. જો માણસજાત ધાતુનાં યંત્ર અને હથિઆરો બનાવે કે તે મારફતે ખેતીનો યા હુનર ઉદ્યોગનો વધારો થાય તો તેથી જાણે તે ધાતુ, અથવા વધારે બરાબર રીતે આપણા પુસ્તકોની ભાષામાં બોલ્યે તો, ધાતુ ઉપરનો શેહરેવર અમેષાસ્પંદ ખુશી થાય. પણ જો કોઇ ચોર, લુટારો યા ખુની તે ધાતુનું એક હથિયાર બનાવે કે તેથી તે બીજાઓને મારે અને લુટે તો તેથી શેહરેવર અમેષાસ્પંદ નાખુશ થાય.

સ૦—ત્યારે આપણી પતેત પશેમાનીમાં જુદા જુદા અમેષાસ્પંદોના સંબંધમાં, અને જે પેહાયશો ઉપર તેઓ મવક્કલ છે તે પેહાયશોના સંબંધમાં, જે ગુનાહો જણાવ્યા છે તે આ મતલબે છે ?

જ૦—હા. તે આ મતલબે છે. અહુરમજ્દની પેહાયશોનો સદઉપયોગ અહુરમજ્દને અને તે પેહાયશો ઉપરની અહુરમજ્દની મીનોઇ શક્તિઓને ખુશ કરે છે. તેઓનો ગેરઉપયોગ તેઓને નાખુશ કરે છે.

## (૨૬) આપણી પોતા તરફની આપણી ફરજ.

સ૦—હવે આપણે આપણી પોતા તરફની ફરજ ઉપર આ૦યે. આપણી પોતા તરફની ફરજ શું છે?

જ૦—આપણી પહેલી ફરજ આ છે કે ખુદાતાલાએ આપણને જે તન અને મન આપ્યાં છે, તેઓને દરૂસ્ત રાખવાં.

સ૦—તન અને મન દરૂસ્ત રાખવાં એટલે શું?

જ૦—તેઓને સારી સ્વચ્છ અને ભલી હાલતમાં રાખી તેઓનો એવો ભલો ઉપયોગ કરવો કે તેથી આપણે દાદાર અહુરમજ્દને ખુશી કર્યે, આપણાં મનુષ્ય ભાઇબંધોનું અને પ્રાણી માત્રનું ભલું કર્યે અને સર્વ પેદાયશની વૃદ્ધિ કર્યે.

સ૦—એટલે ત્યારે તંદરૂસ્તી જાળવી અને મનને ચપળ રાખી એવી રીતે જીંદગી ગુજારવી કે અહુર-મજ્દની પેદાયશની વધુમાં વધુ વૃદ્ધિ કર્યે; અને મોટામાં મોટા ભાગનું ભલું કર્યે?

જ૦—હા. આપણે આપણાં તનને કષ્ટ દેખાડવું નહિ, તેમ તેને પંપાળવું નહિ. સાદી જીંદગી ગુજારી તેને સારી હાલતમાં રાખવું. શરીરને સારી હાલતમાં રાખવાથી મન ચાલાક રહે છે, અને મન ચાલાક રહ્યાથી આપણું રવાન ભલાં કામો કરવાને શક્તિવાન

થાય છે. તેમ ભલાં કામો કરવાથી આપણે અહુરમજ્દને ખુશી કર્યે છિએ.

સ૦—ત્યારે અપવાસ પાળવો, સાધારણ સાધુ સન્યાસીઓ તરીકેની બેકાર જીંદગી ગુજારવી, પોતાની તંદરૂસ્તીની તપાસ નહિ રાખવી, એ શું ખોટું ગણાય?

જ૦—અલબતે. એ સર્વ કામો ખોટાં ગણાય.

સ૦—ત્યારે આપણી પોતા તરફની ફરજનું તાત્પર્ય શું?

જ૦—તે આ કે શરીરને દરૂસ્ત રાખવું, મનને જ્ઞાનથી ખીલવવું અને દીલને ભલી લાગણીથી ઉલટમંદ રાખવું. તન અને મનને સારી હાલતમાં રાખી તેઓની શક્તિઓનો વધુમાં વધુ સારો ઉપયોગ કરી, આજુબાજુનાંઓનું ભલું કરવું કે જેથી આપણે આપણ સર્વના પિતા અહુરમજ્દને ખુશી કર્યે.



## (૨૭) આપણી ફરજોનું તાત્પર્ય.
## સર્વ સાથ મહોબત.

સ૦—હવે ત્યારે જરથોશ્તી દીન પોતાવટપણું આપનારી અથવા જાતી ભોગ આપનારી છે તેનો સામટો ભાવાર્થ શું?

જ૦—તેનો ભાવાર્થ આ કે તે દીન શિખવે છે કે "સર્વ સાથ મહોબત" એ આપણી જીંદગીની નેમ હોવી જોઇએ.

સ૦—સર્વ સાથ મહોબત જાળવવી તે કેમ તે જરા ખુલાસાથી કહેશો ?

જ૦—સર્વ સાથ મમતા, અને ભલી લાગણી સાથ રહેવું. અહુરમજ્દ આપણુ સર્વનો, કુલ જગતનો બાપ છે અને આપણુ સર્વ તેનાં બચ્ચાં છિએ. તેથી એક કુટુંબનાં આસામીઓએ, પોતાના પિતાની મરજી રાખી, પોતાનાં ભાઇબંધો તરફ જેવી ફરજ બજાવવી જોઇએ, તેવી ફરજ આપણુ સર્વએ, તે આપણા પ્રતિપાળ બાપ અહુરમજ્દની મરજી રાખી, આપણાં માણુસ ભાઇબંધો તરફ બજાવવી જોઇએ. વળી કુલે પ્રાણીઓ તરફ માયાથી વર્ત્તવું અને કુલે પેહાયશ તરફ તેની વૃદ્ધિ થાય અને તેનો ભોગવટો વધે તેવી રીતે વર્ત્તવું.

---

## (૨૮) જરથોશ્તી દીન અશોઇ આપનારી છે.

સ૦—જરથોશ્તી દીનનું બીજું વિશેષણ આપણાં એકરારનામાંમાં શું છે ?

જ૦—'અષઓનીમ' એટલે "અશો."

સ૦—જરથોશ્તી દીનને અશો કહી છે તેની મતલબ શું ?

જ૦—તે દીન અશો છે, કારણ કે તે તેનાં ફર્માન પ્રમાણે ચાલનારાંઓને અશો કરે છે.

સ૦—જરથોશ્તી દીન તે દીન પાલનારાંઓને અશો કરે છે એટલે શું ?

જ૦—એટલે તે શિખવે છે કે અહુરમજ્દે નેમેલો સારો નિયમ, સિધ્ધો માર્ગ, સારો કાયદો, રાસ્ત કાનુન અખત્યાર કરી તે પ્રમાણે માણસે ચાલવું. એવા માર્ગ ઉપર ચાલવું તે અશોઇ. ખરો માર્ગ એકજ છે અને તે અશોઇનો છે. બીજા માર્ગો ખરા માર્ગો નથી.

સ૦—ત્યારે કુદરત, જે એક માર્ગે, એક નિયમે, એક કાયદા કાનુન મુજબ કામ કરે છે, તેનો માર્ગ અશોઇનો માર્ગ છે ?

જ૦—અલબતે. કુદરતમાં આપણે સઘળે અશોઈ જોઇએ છીએ. એક નિયમે સઘળું વર્ષોવર્ષ, મહિને માહને, દિવસે દિવસે, કલાકે કલાકે, પળે પળે, અહુરમજ્દે મુકરર કરેલા કાયદા પ્રમાણે કામ ચાલે છે.

સ૦—તે કેવી રીતે તેના દાખલાઓ આપશો ?

જ૦—હા. સુર્ય, ચંદ્ર અને સેતારાઓ એક ચોકસ વખતે નિયમિત રીતે ઉગતા અને અસ્ત પામતા દિસે છે. ભરતી અને ઓટ ચોકસ મુકરર વખતેજ થાય છે. ચોકસ વખતેજ રૂતુઓ પ્રમાણે હવામાં ગરમી થંડીના ફેરફારો થાય છે, અને ઝાડપાનોનું બીજમાંથી ફુટવું, વધવું અને ખિલવું થાય છે. રૂતુઓ આપણને

કોઇ વખત થોડીક આગળપાછળ દિસે છે. પણ તે અપવાદો પણ કાયદા પ્રમાણેજ બને છે.

સ૦—ત્યારે અહુરમજ્દ સઘળું કાયદા પ્રમાણેજ કરે છે ?

જ૦—અલબતે. જગતના સઘળા કાયદાઓ અહુરમજ્દે ઘડેલા છે. તેના એ કાયદાઓ અશોઇના કાયદાઓ છે. તે પોતે પોતાના ઘડેલા કાયદાઓ પ્રમાણેજ અમલ કરે છે. તેથી તે દાદાર પોતે અશો ગણાયલો છે.

સ૦—ત્યારે અશોઇ માટે આપણી દીન આપણને શું શિખવે છે ?

જ૦-તે શિખવે છે કે અશો અહુરમજ્દની નકલ કરી આપણે પણ તેના કાયદા મુજબ એક નિયમિત માર્ગ ઉપર ચાલવું કે જેથી આપણે પણ પોતાને અશો બનાવીશું.



## (૨૯) કુદરત પરથી કુદરતના ખાવીંદ ઉપર.

સ૦—ત્યારે આપણાં પુસ્તકોમાં કુદરતની બુલંદ પેદાયશો, જેવી કે સુર્ય, ચંદ્ર, સેતારા, પહાડો, નદી નાળાંઓ, આતશ, વિગેરેની ખુબી પિછાની છે અને તેઓ તરફ ભક્તિભાવ દેખાડયો છે, તે આ અર્થે

છે કે આપણું મન કુદરતની પેદાયશો ઉપરથી કુદરતના બનાવનાર ઉપર જાય?

જ૦—હા. તે એજ અર્થે છે.

સ૦—ત્યારે એ સર્વ પેદાયશોમાં આતશ આપણા ધર્મમાં ઘણી અગત્યની જગ્યા લે છે, તે પણ એજ મતલબે છે?

જ૦—હા. તે એજ મતલબે છે.

સ૦—આપણે આતશની સેતાયશ કર્યે છિએ, અને પવિત્ર આતશને જાળવવા માટે આતશ બેહરામો અને આતશ આદરાનો જેવાં આતશ કદેહો બાંધ્યે છિએ, તે એવાજ ખ્યાલથી છે?

જ૦—હા. તે એવાજ ખ્યાલથી છે. આતશ ગરમીનું નજરે પડતું રૂપ છે. હવે હાલની વિદ્યા પણ દેખાડે છે કે ગરમી એક બળ તરીકે આ બહોળી કુદરતમાં મોટું, નજદીક સઘળું કામ, કાયદા મુજબ, નિયમ પ્રમાણે કરે છે. તેથી તે બળનાં નજરે પડતા રૂપ તરીકે આતશ તરફ આપણે માન અને મમતાની નજરથી જોઇએ છિએ.

સ૦—ત્યારે આતશ કદેહોના આતશ તરફ આપણે વધુ ભક્તિભાવથી જોઇએ છિએ તે શા સબબે?

જ૦—આ જગતમાં ફેલાયલી ગરમી અને રોશનીનાં બળનાં નજરે પડતાં રૂપ તરીકે, અને તે દાદારનાં નુર અને ખોરેહની એક નિશાની તરીકે આપણે

આતશ તરફ ભલી માનપૂર્વક લાગણી ધરાવ્યે છિએ. વળી તે ઉપરાંત આતશ કદેહોમાંના આતશ ઉપર ખાસ કરીને કેટલીક ધાર્મિક ક્રિયાઓથી પવિત્રતાનો છાપ મારી તેના સંબંધમાં નીતિનો બોધ આપનારૂં કેટલુંક રૂડું તત્વ ઉમેર્યું છે, તેથી આ પવિત્ર કરેલા આતશ તરફ આપણુ વધુ ભક્તિભાવથી જોઇએ છિએ.

---

## (૩૦) સર્વ દીનોમાં જરથોશ્તી દીન સરસ.

સ૦—આગળ ચાલતા જરથોશ્તી દીનનાં એકરારનામાંમાં આપણે શું વધુ એકરાર કર્યે છિએ?

જ૦—આપણે નીચલા શબ્દો ભણી એ દીનને સર્વ દીનોમાં સરસ ગણ્યે છિએ.

યા હાઇતિનામચા બુશ્યેઇન્તિનાંમ્ચા મજિશ્તાચા વહિશ્તાચા સ્રએશ્તાચા, યા આહુઇરિશ્ જરથુશ્ત્રિશ્.

સ૦—એ શબ્દોનો અર્થ જણાવશો?

જ૦—"જે દીનો હૈયાત છે અને જે દીનો હવે પછી ઉભી થશે તેઓમાં સર્વથી મોટી, સર્વથી ભલી, સર્વથી સરસ અહુરમજ્દી જરથોશ્તી દીન છે."

સ૦—ત્યારે આપણે માનવું જોઇએ કે આપણી માજ્દયસ્ની જરથોશ્તી દીન બીજી સર્વ દીનો કરતાં સરસ છે?

જ૦-હા. એક જરથોશ્તીએ પોતાની દીનને બીજી દીનો કરતાં સરસ માનવી જોઇએ.

સ૦-આપણા એક ધર્મ પુસ્તકમાં એ બાબે શું મિસાલ કહી છે?

જ૦-વંદીદાદમાં કહ્યું છે કે જે પ્રમાણમાં વોઉરૂકશ નામનો દરિયો પાણીના બીજા ભાગો, જેવા કે સરોવર, નદીઓ, નાળાંઓ કરતાં મોટો છે, તે પ્રમાણમાં જરથોશ્તી દીન બીજી દીનો કરતા મોટી છે.

સ૦-ત્યાં બીજી શું મિસાલ આપી છે?

જ૦-જે પ્રમાણમાં પાણીનો એક મોટો ઝરો નાના ઝરા કરતાં જોસમાં આગળ દોડે છે તે પ્રમાણે જરથોશ્તી દીન બીજી દીનો કરતાં ખુબીમાં આગળ છે.

સ૦-ત્યાં ત્રિજી મિસાલ શું આપી છે?

જ૦-જે પ્રમાણે એક મોટું ઝાડ નાનાં ઝાડોને ઢાંકી નાંખે છે તેમ જરથોશ્તી દીન બીજી દીનોને સરસાઇમાં ઢાંકી નાંખે છે.

સ૦-ત્યારે જેઓ પોતે જરથોશ્તી કહેવાવા માંગતા હોય તેઓએ એ દીનને સરસ માનવાનો એકરાર કરવો જોઇએ?

જ૦-હા.

સ૦-ત્યારે તેઓએ માનવું જોઇએ કે હાલની હૈયાત દીનોમાં કે હવે પછી હસ્તીમાં આવે તે સર્વ દીનોમાં જરથોશ્તી દીન સર્વથી મોટી, સર્વથી ભલી અને સર્વથી સરસ છે?

જ૦–હા. એક જરથોશ્તી કુસ્તી કરતાં ભણતરમાં ઉપલા શબ્દોથી એ એકરાર હરરોજ કરે છે.

સ૦–બીજી દીનો તરફ અને તે દીનો માનનારાઓ તરફ આપણે કેવી રીતે વર્તવું જોઇએ?

જ૦–આપણી દીન ઉપર મજબુત યકીન રાખી બીજી દીનવાળા ભાઇબંધો તરફ આપણે શહનશિલતાથી વર્તવું જોઇએ?

---

## (૩૧) સઘળી નેઆમતનો આપનાર ખુદા.

સ૦–તમારાં એકરારનામાંમાં ઉપર મુજબ જરથોશ્તી દીનને બીજી દિનો કરતાં સર્વોપરી ગણી તમો વધુ શું જણાવો છો?

જ૦–' અહુરાઈ મજ્દાઇ વીસ્પા વોહુ ચિનહ્મી,' એટલે "સઘળી ચીજ હું અહુરમજ્દ તરફથી માનું છું."

સ૦–એ એકરારની મતલબ શું?

જ૦–મતલબ એ કે સઘળું અહુરમજ્દથી છે. સઘળી નેઆમતો અહુરમજ્દથી છે. સઘળી ચીજો અહુરમજ્દથી છે. સઘળું અહુરમજ્દેજ સરજ્યું છે.

સ૦–આ યકીન આપણને શું શિખવે છે?

જ૦–તે એ શિખવે છે કે આપણું ભલું થાય તો તે માટે આપણે તે દાદારનાં આભારી છિએ. તે માટે

તે સાહેબનો ઉપકાર માનવો. તે ભલાંથી આપણે છકી જવું નહિ, પણ તે ભલું નમનતાઇ અને કમીપણાં સાથે ભોગવવું અને તેમાં આપણી આજુબાજુનાંઓને શરીક કરવાં.

સ૦—ત્યારે બીજા હાથ ઉપર આપણું કાંઇ ભુંડું થાય, આપણી ઉપર દુઃખ આવી પડે, ત્યારે શું ધારવું ?

જ૦-જો આપણું ભુંડું આપણી પોતાની ભુલથી થયું હોય તો, દાદાર હજુર પસ્તાવો કરી તે ભુલ સુધારી દુઆ ગુજારવી, અને કોશેશ કરવી કે હવેથી આપણે હાથે કાંઇ ભુંડું ન થાય પણ સર્વ ભલું થાય.

સ૦—જો તે દુઃખ આપણી પોતાની તકસીરો યા ભુલોથી નહિ આવી પડયું હોય, પણ આપણો ચારો નહિ એવા સંજોગો વચ્ચે આવી પડયું હોય તો શું ધારવું ?

જ૦—ખુદાતાલા ઉપર વિશ્વાસ રાખી તે ખમવું, એવા વિચાર અને આશાથી, કે તે દુઃખ આપણે માટે એક કસોટી સમાન છે, અને સઘળું ભલું થશે.

સ૦—ત્યારે દુઃખ વેલા કઇ બે ચીજની જરૂર છે ?

જ૦—એક હાથ ઉપર દુઃખ ટાળવાની અને સુખ મેળવવાની આપણે પોતે કોશેશ કરવી, અને બીજા હાથ ઉપર તે દાદાર ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખવો કે અહુરમજ્દે જે સરજયું છે તે સઘળું કાંઇ ભલાં માટેજ છે.

સ૦—એવા બે વિચાર આપણું કેવી રીતે ભલું કરશે ?

જ૦—એ બેઉ વિચારો એક હાથ ઉપર આપણને સંતોષી બનાવશે અને બીજા હાથ ઉપર આપણી તુંડાઇને મારશે, અને સુખ અને દુઃખ વચ્ચે આપણને એક સરખાં સમતોલ અને સુખી રાખશે.



## (૩૨) જરથોશ્તી માજ્દયસ્ની દીનની ખરી વખાણ શામાં સમાયલી છે ?

સ૦—આપણાં એકરારનામાંના સેવટના શબ્દો શું છે ?

જ૦—'અએષા અસ્તી દએનયાઓ માજ્દયસ્નોઇશ્ આસ્તૂઇતિશ,' એટલે "આ માજદયસ્ની દીનની વખાણ છે."

સ૦—એ શબ્દોની મતલબ શું ?

જ૦—મતલબ એ કે એકરારનામાંના આગળ જણાવેલા શબ્દોમાં માજ્દયસ્ની દીનની વખાણ સમાયલી છે.

સ૦—ત્યારે જરથોશ્તી દીનની સ્તુતિ કરવી એટલે ઉપલું એકરારનામું ભણવું ?

જ૦—હા. ઉપલું એકરારનામું ભણવું. પણ ફક્ત ભણવું એટલુંજ નહિ પણ તેનો ભાવાર્થ સમજી તે ઉપર અમલ કરવો.

સ૦—ત્યારે તમો એ એકરારનામાં મુજબ મને ટુંકમાં કહી જશો કે એક જ઼રથોશ્તીએ ખરા જ઼રથોશ્તી તરીકે શું કરવું ?

જ૦—હા. તેણે ત્રણ બાબતો માનવીઃ—

(૧) આ જગતના પેદા કરનાર અને તે ઉપર હુકુમત કરનાર તરીકે એક ખુદાને માનવો, અને સઘળી નેઆમતો તેના તરફથી માનવી.

(૨) "કરણી તેવી પાર ઉતરણી" ના નિયમ મુજબ આપણે અહુરમજ઼્દને જવાબ આપવાનો છે તે માનવું.

(૩) મરણ બાદ બીજી મીનોઇ જીંદગી માનવી.

સ૦—એ ત્રણ બાબતોને માનીને ભલી જીંદગી ગુજારી તે દાદારને ભલો જવાબ આપવાને આપણ શક્તિવાન થઇયે તે માટે આપણે જે ત્રણ પાયા સમાન નિયમો અખ્ત્યાર કરવાના છે તે કયા ?

જ૦—(૧) હુમત એટલે નેક વિચાર.

(૨) હુખ્ત એટલે નેક વચન.

(૩) હ્વૅર્શ્ત એટલે નેક કામ.

સ૦—ઉપર જણાવેલાં ત્રણ પ્રકારનાં યકીન ધરાવવા માટેનો ખ્યાલ બાંધવા માટે અને ઉપલા ત્રણ પાયા સમાન મૂળતત્વો અખ્ત્યાર કરવાનો ખ્યાલ બાંધવા માટે આપણે શું કરવું

જ૦–તે દાદારની કુદરત તરફ જોતાં રહેવું અને તેનાં કાયદા સમજતાં રહેવું. કુદરતમાં અશોઇનો અથવા ભલી વ્યવસ્થાનો જે કાનુન જોવામાં આવે છે તે જોઇ, કુદરત ઉપરથી કુદરતના બુલંદ પદાર્થો, જેવા કે સુર્ય, ચંદ્ર, સેતારા, આતશ, પાણી, વિગેરે ઉપરથી કુદરતના ખાવીંદ ઉપર વિચાર લઇ જવો અને કુદરતમાં વ્યાપી રહેલા તેના કાનુનો અને ફર્માનોને તાબે થવું અને તે ઉપર અમલ કરવો.

